શ્રી પરમાત્માને નમઃ

# સતિ તોરલ

## નાટકના ગાયનો.

શ્રી સરસ્વતી નાટક સમાજ માટે

રચનાર

પ્રભાશંકર અંબારામ નાયક

જાણીતી પ્રસિદ્ધ કર્તા

વીઠલદાસ ત્રીભોવનદાસ ભોજક મેનેજર

વાડીલાલ હરગોવનદાસ માલીક

શ્રી સરસ્વતિ નાટક સમાજ હાલ જ્યાર્જ [illegible]

[illegible]કોટ સુરત.

[illegible]

સુરત ચૌટાના પુલ ઉપર આવેલા જૈન વિજય

પ્રિન્ટીંગ પ્રેસમાં ઠાકોરદાસ માનસીંગે છાપી

કીંમત ૨ આના.

શ્રી ગણેશાય નમઃ

# સતિ તોરલ

નાટકના ગાયનો તથા સંક્ષિપ્ત સાર.



## શ્રી સરસ્વતિ નાટક સમાજ માટે

રચનાર

**પ્રભાશંકર અંબારામ નાયક**



પ્રસિદ્ધ કર્તા

**વીઠલદાસ ત્રીભોવનદાસ ભોજક મેનેજર**

**વી. એચ. શાહ, માલીક**

શ્રી સરસ્વતિ નાટક સમાજ—**સુરત.**

---



---

સુરત ચૌટાના પુલ ઉપર આવલા જૈન વિજય પ્રિન્ટીંગ પ્રેસમા ઠાકોરદાસ માનસીગે છાપી

**કિંમત બે આના.**

# વિજ્ઞાપના.



આજે આ કંપની પોતાનાં ખેલોમા એક વધુ ખેલનો ઉમેરો કરે છે જો કે આ કંપની બાળકરૂપે હજુ દુધ પીતું ટળી માત્ર ભાખોડીયા ભેરજમાલના થયુ છે તો પણ પોતાના તેટલાજ સમયના પ્રમાણુમાં વધુ નિતીમય અને બોધદાયક ખેલો ભજવી જનસમુહને સુપ્રસન્ન કર્યા છે. તેમજ જનમમુહ પણ તેને સારો આશ્રય આપી રહયા છે. તે સૌ કોઇ જાણે છે અને તત્સબધે કોઈના પણ બે મત નથી અને તેથીજ પ્રેરાઇ આ સ્ત્રીસુબોધક આજે પુર્ણ પાતીવ્રત્ય ભાવદર્શક સતિત્વની સાક્ષીત દેવી તથા જે ધર્મનિતી અને સદવિ- ચારોની પ્રતિભા **સતિ તોરલ** નામનો ઐતિહાસિક નાટય પ્રયોગ પ્રેક્ષકોની મનમુખ ભજવી બતાવ્રીએ છીએ. તો જો તે જનસમાજને પ્રીય થઇ પાતાનુ રદયસ્થાન થશે તો અમારા શ્રમને કૃતાર્થમાં પ્રેરશુ એજ વિનંતિ



# સમજ.

સૌરાષ્ટ્રના મધ્યબિંદુ કચ્છ અને અંજાર રાજ્યના કટાક્ષ કુંવર જેસલની ગેરવર્તણુંકથી ત્યાના અધિષ્ઠાતા યાને રાજ્યના માલીક તેના વડીલ બન્ધુ સંગ્રામસીંહ તરફથી તેની વર્તણુંક સુધારવા જેસલને દેશવટો આપે છે આથી ક્રોધેરાઇ જઇ જેસલ આસપાસના પ્રદેશમાં બહારવટુ શરૂ કરી પ્રજાને હૃદયભેદક ત્રાસ આપી અનેક રાક્ષસી ઝુલ્મહત્યાઓ કરે છે પરંતુ તેટલેથી સંતોષ નહી પામતા વિદેશના અપમાનની આગથી સળગતા પોતાના ભાઇ પ્રત્યે વૈર લેવાના એક નિશ્ચયપર આવે છે વૈર લેવાની તરકટી યુક્તિ રચી વડીલ બન્ધુને પોતાની ભયંકર માંદગીના સમાચાર કહાવે છે ઝુલ્મી લુટારૂ, કીંવા બ્હારવટીયાના ઉપનામથી અંકીત થયેલ જાલીમ જેસલની તદ્દન પ્રપંચી અને બનાવટી વાતપર બન્ધુપ્રેમી ભોળો રાજા વિશ્વાસ રાખી સ્વપાલન સાથે ભાઇની ખબર પુછવા જેસલ કને આવે છે. ત્યાંથી નાટકની શરૂઆત થાય છે



# સતિ તોરલ નામે ખેલના મુખ્ય પાત્રો.



પુરૂષ પાત્ર

| | |
|---|---|
| જેશળ ... ... | કચ્છ, ભુજ અંજારનો નામાંકિત લુટારો. જે પહેલાનો ક્રુર પણ પાછીથી સતિ તોરલના ઉપદેશથી બનેલો પરમ ભકત |
| સંગ્રામસિંહ | જેશળનો મોટો ભાઇ |
| માલદેવ .. . | સોરઠ નગરનો રાજા (મયંકનો પિતા) |
| મયંકસિંહ... | રાજા માલદેવનો પુત્ર (કુમુદિનો ભવિષ્યે થનાર પતિ) |
| સાસતીયો... | તોરલનો પતિ. (એક ખંડીઓ રાજા) વેશ્યા યાગી પછીથી સતિના ઉપદેશથી સુધરેલ. |
| બહાદુરસિંહ | .. જેસલનો નિત્ય સલાહકાર સરદાર. |
| મલરાજ . | ..માલદેવનો સેનાધિપતિ |
| સરદારસિંહ ... | કુમુદિનો વફાદાર સરદાર. |
| સધીર .. ... | ...ભ્રષ્ટ મતિનો એક શ્રીમંત (પાછળથી સતિના હાથે સુધરેલ.). |
| અખંડાનંદ | તોરલના ગુરુ |
| લાલાયો... | .. સધીરનો બત્રીજો |
| લછમીદાસ... | લછમીનો લોભી મહન્ત |
| મુકતાનંદ .. | લછમીદાસનો અજ્ઞાની શિષ્ય. |
| અભેદરામ . .. | . અખંડાનંદનો જ્ઞાની શિષ્ય. |
| નંદશંકર... ... | .. એક ભ્રષ્ટ બ્રાહ્મણ |

## સ્ત્રી પાત્ર.

સતિ તોરલ. . ...સાસતીઆની ધર્મ પત્નિ. સતિત્વની શાક્ષાત મુર્તિ

કુમુદિની .. ... ...રાણી મમરેશ્વરિની પુત્રી.

સમરેશ્વરી .. . સમરધ્વજની રાણી

ફુલાંદે .. ... ...માલદેવની રાણી, (મયકસિંહની માતા)

મદનિકા... ... ...નાયકા સાસતિયાની માનિતિ પાછળથી અખડાનંદના શીષ્ય અભેદરામના હાથે સુધરે છે.

ચંપક .. ... ...મદનીકાની દાસી.

રૂપાંદે... ... . સગ્રામસિંહની સ્ત્રી (જેશળની ભાભી)

ઉજળી... ... ...એક વાણીયણ

નિપુણીકા<br>તરંલિકા<br>લલના<br>ગુણવંતિ } સતિ તોરલની સખીયો

દરબારીયો લુટારા દોસ્તો, સાધુઓ દાસીયો વારગનાઓ વિગેરે વિગેરે

સ્થળ (સિન્ધ કાઠીયાવાડ કચ્છ)



ૐ પરમાત્મને નમઃ

# સતિ તોરલ નાટકનો ટુંક સાર.



**સુત્રધાર-ઇશ્વર સ્તુતી, વસ્તુ સુચન**—બાળાઓનુ સતીત્વ ગુણગાન-પ્રમાણ.

**પ્રવેશ ૧**—પાહાડની ભયંકર ગુફામા જેસળ પોતાના બાહારવટીયા મીત્રો સાથે દેવીપુજનની તૈયારીમા વીચાર કરી રહ્યો છે, પ્રથમનુ પોતાના વડીલ ભાઇ સંગ્રામસીંહ તરફથી થએલા અપમાન બદલ માફીનુ બાહાનુ કાઢી ભાઇને મળવા બોલાવી તેની સ્ત્રી રૂપાદે સાથે આવતા મેલાપ પૂર્વના અપમાનનો ક્રોધાગ્ની પ્રજ્વલીત થતા ભાઇ ભોજાઇનુ ખુન કરી, ખુશી થાય છે તેવામા વણીક લોકોની જાન આવતા લુટ ચલાવી પુસ્કલ પૈસા મળવાથી આનંદ માની દેવીને પ્રસન્ન કરવા ભાઇ ભોજાઇના બલીદાન ઉપરાંત પાડો સળગાવી ઉત્સવ માને છે

**પ્રવેશ ૨**—લક્ષ્મીદાસ નામનો ઢંગ મહંત લક્ષ્મી ઉડાવવાની લાલસાથી, સંસારી સ્ત્રી પુરૂષોને મોહિની વસીકરણ વીગેરે કરી આપી ઉજળી નામની સ્ત્રી ઉપર આશક પડે છે તેનો શીષ્ય મુકતાનંદ ગુરૂની ભ્રષ્ટ બુદ્ધીથી ગુરૂનો તીરસ્કાર કરે છે અને તેની પાસેથી ખાનગી પૈસા પડાવી લેવાની તજવીજ કરે છે, તેવામા સધીર નામનો ઢંગ વણીક તથા તેનો મીત્ર નંદશંકરને કાગીની પત્રીકાનો વહેમ સાધુને સમજાવી ભરમાવી, સાધુ લક્ષ્મીદાસ પાસેથી પૈસા લઇ ચીઠી લખી આપી પોતાના ભત્રીજા લાલીયા સાથે વણીક વીદ્યાની ઉસ્તાદી જણાવે છે, જેથી નંદશંકરને હાથ તાળી આપી પૈસા એકલો પચાવી લઇ જાય છે.

**પ્રવેશ ૩**—સતી તોરલ પોતાના ખાનગી માહાલમા ભજન કીર્તન ગાય છે, સખીયોને સતી ધર્મનો ઉપદેશ સમજાવે છે પોતાની માસીની પુત્રી, કુમુદીનીને, નીતી જ્ઞાન વીગેરે સમજાવે છે, તેવામા તેનો વ્યભીચારી સ્વામી સાસતીયો શીકાર રમી પ્રવેશ કરે છે સતી સ્વામીને નીરપરાધી પશુ પખીને વધ નહી કરવાનો ઉપ દેશ આપે છે, છતા ઉખડેલ સાસતીયો તોરલનો તીરસ્કાર કરી મદનીકા નામની સબેલ વેશ્યાને પોતાના મકાને તેડાવે છે, ત્યા પ્રેમ આનદના વ્યભીચારી ઉદગારો કહાડતો મદનીકાના હાથે મધપાન કરી ચાલ્યો જાય છે

**પ્રવેશ ૪**—સતી તોરલના બગીચામા કુમુદીની સખીયો સાથે હાસ્યવીનોદ કરે છે તેવામા મોરભ નગરના માળવ રાજાનો કુમાર મયક રસ્તામા થાક લાગવાથી બગીચામા વીશ્રામ લેવા પ્રવેશ કરતા કુમુદીની તથા, મયકનો મેલાપ. પ્રેમ દર્શન તથા, અરસ પરસ વચન લઇ કુમાર તથા કુમુદીની પોતપોતાને સ્વદેશ જવાના વીચારથી જુદા પડે છે.

**પ્રવેશ ૫**—મદનીકા ગુણકાના મકાનમા સાસતીયો તથા તેના મીત્રોની ગમ્મત, ગુણકાની દ્રવ્ય હરણ કરવાની કળા, એકાએક સર્પ નીકળી સાસતીયો ડશ કરતા તોરલના સ્વામીનુ મર્ણ, સ્વાર્થી મીત્રો છાસટીયાને મુએલો સમજી નાસી જાય છે, ગુણકા મદનીકા તે લાસને જગલમા અગર ખડેરમા નોકરો સાથે ઉપડાવી નાખી દેવડાવે છે

**પ્રવેશ ૬**—જગલમા સરદારસિહ, પોતાના નોકરો સાથે કુમુદીનીને સ્વદેશ તરફ રથમા બેસારી ચાલ્યો જાય છે. તેવામા

જેસલ તથા તેના મીત્રો આવી કુમુદનીના રક્ષણ કરનાર સરદારસીંહને હાર કરી, કુમુદનીને કબજ કરી પોતાની ગુફામાં લઇ જાય છે.

**પ્રવેશ ૭—જુના ખંડેરોમાં**-સાસતીયાની પડેલી લાસ, સતી તોરલ પોતાની સખીયો સાથે સ્વામી સોધમા આવે છે મર્ણ પામેલા સ્વામીને જોઇ, સતી અપાર શોચ કરી શ્રીજયોતીનારાયણનું સ્મર્ણ કરે છે પ્રભુ ભક્તિના પ્રતાપથી, સતીના સતોતનથી સર્પનુ ઝેર ઉતરી જાય છે અને સાસતીયો નવીન જીવન પામે છે, પોતાની આવી અધમ સ્થીતીનો વીચાર આવતા સતીનો ઉપકાર માની થયેલી ભુલનો પશ્ચાતાપ કરી સાસતીયો સુધરે છે સતી તોરલ નવીન સંસ્કારોથી સુધરેલ પતીને સાથે લઇ પોતાના ગુરૂ અખંડાનદના દ્વારે ઉપદેશ લેવા જાય છે

**પ્રવેશ ૮**—ઠગ સાધુ લક્ષ્મીદાસનો શીષ્ય મુક્તાનંદ ગુરૂને હાર કરી પૈસા પડાવી લેવા માટે રંગની ચલમમા ઝેરી બુટી પાય છે ગુરૂનો અંત સમય પાસે આવતા મુક્તાનદ શીષ્યને પૈસાની થાપણ સધીર શેઠને ત્યા છે તેની ચીઠ્ઠી બતાવે છે તેવામા સધીર શેઠ આવે છે ભત્રીજા લાલીયાને ચાલાકી વાપરવાનુ સમજાવી, સાધુને લખી આપેલી ચીઠ્ઠીને પરસાદ સમજાવી સર્વના દેખતા ચીઠ્ઠી ચાવી ખાય છે, મુક્તાનદ ચેલો તથા સાધુ લક્ષ્મીદાસ હાથ ઘસી રહે છે ગુરૂ મર્ણ પામતા સધીર પૈસાની વાત ઉડાવે છે. ચેલો ગુરૂ ગુમાવી હાથ ઘસતો રહે છે.

**પ્રવેશ ૯—મોઢેરાની ભયંકર ગુફા**-કેદ કરેલી કુમુદીની ઉપર જેસલનો બળાત્કાર, બાહાદુર સરદાર આવી પોઠ લુંટવાનો સમય સમજાવે છે, કુમુદનીને ગુફામા પુરી જેસળ પોઠ લુટવા જવા

તૈયાર થાય છે તેવામા મયંકસીંહ ભાણેજ મામા જેસલને મળવા આવે છે, મયકને રોકવાનુ કહી જેસલ પોઠ લુટવા જાય છે, પાછળથી કબ્જે થયેલી કુમુદનીનુ રૂદન સાંભળી મયકસીંહ તપાસ ચલાવે છે આખરે પ્રેમી જોડાનો મેળાપ, મામાએ પોતાની પ્રેમપાત્ર કુમુદનીને કેદ કરી દુખી કરી જેથી ક્રોધે ભરાઇ કુમુદની સાથે ચાલી નીકળે છે તેવામા જેસલનો સરદાર બાહાદુરસીંહ આવી ગેરાબ્ બ કરે છે. વીર મયકસીંહ ઉશ્કેરાઇ જઇ, ખુનખાર લડાઇ જગાવે છે. સરદારો તથા લુટારાઓની ભયંકર લડાઇમા જેસલના સરદારો હારી જાય છે, કુમુદનીને મયકસીંહ બચાવે છે. ટેબ્લો.

## પ્રથમ અંક સમાપ્ત.

# અંક ૨ જો.



**પ્રવેશ ૧**—વેરાનમા, ઘનઘોર ભયાનક ગુફામા જેસલ લુટ ચલાવી પુષ્કળ દ્રવ્ય મળવાથી આનદીત બન્યો છે, ત્યા તેના સરદાર બાહાદુરસીંહ આવી કુમુદનીને મયકસીંહ છોડાવી ગયો તેની ખબર આપે છે પાપી જેસલ ભાણેજ ઉપર ગુસ્સે થઇ તેને પકડવા માટે સરદારો સાથે સમરેશ્વરી રાણી, કુમુદીનીની માતુશ્રીના રાજ્ય તરફ જવાની તૈયારી કરી પ્રથમ સરદારોને મોકલી પાછળથી પોતે જવાની તૈયારી કરે છે.

**પ્રવેશ ૨—જંગલમાં**-મયકસીંહ તથા કુમુદીની ગુફામાંથી સુખરૂપ છુટકારા માટે મયકનો ઉપકાર માની સ્વદેશ જવાની વાતચીત

કરે છે, તેવામા જેસળ પ્રથમથી મોકલેલા, બારવટીયા સરદારો આવી પોચે છે, બાહાદુર મયકરસીંહના હાથથી કેટલાક સરદારો મર્ણ પામે છે, ઇશ્વર કૃપાથી મયક તથા કુમુદીની નીર્વીઘ્ને ચાલ્યા જાય છે પાછળથી જેસલ પોતાના સરદારોનુ થયેલુ ખુન જોઇ ઉશ્કેરાઇ જાય છે, સરદાર બાહાદુરસીંહ સાથે એકદમ સમરેશ્વરીના દરબાર તરફ મયકસીહ તથા કુમુદીનીને જલદી પકડી પાડવા ઉપડી જાય છે

**પ્રવેશ ૩—ધરમશાળા** જ્યા તોરલ તથા સાસતીયાનુ ગુરૂને મળવા જતા મુકામ કરવુ, તેવામા ગુરૂ અખડાનદનુ પોતાની જમાત સાથે આવી મળવુ. સાધુને ભોજન માટે સામગ્રીની ચીન્તા થતા સધીર નામનો વણીક આવે છે, સતી તોરલના રૂપથી મોહીત થઇ જાય છે સતી તોરલ સતમંડળને ભોજન આપાવવાનો ઉપદેશ કરે છે, સધીર શેઠ ઠગાઇ કરી તોરલ પાસેથી વચન લઇ સાધુને રસોઇ માટે અન્ન આપાવે છે સર્વ સાધુમંડળ જમવા જાય છે સાસતીયાને ગુરૂ તરફથી મંત્રોપદેશ મળે છે, પાછળથી સધીર ઠગ વણીક સતી તોરલના વચનનો બદલો માગે છે, સતી હા પાડે છે, મુર્ખ સધીર શેઠ વીષયાંધ બની પ્રેમની માગણી કરે છે ને પોતાના દ્વારે આવવાનુ કહી ચાલ્યો જાય છે, પાછળથી તોરલનો સ્વામી આવી સર્વ વાતથી જાણીતો થાય છે, સત્યનો જય અને પાપોનો ક્ષય એ ઇશ્વરી નીયમને આધારે નીડર બની સતી તોરલ તેનો ભક્ત સ્વામી સાસતીયો વણીકના દ્વાર તરફ જાય છે

**પ્રવેશ ૪—વ્યભિચારી સધીર શેઠ**-તોરલના મેલાપના આનંદમા ઠાઠમાઠ કરી નવીન પોશાક પહેરી બત્રીજા લાલીયા સાથે આનદ કરે છે. ત્યા સતી તથા તેનો સ્વામી આવી ઉત્તમ ભક્તીના

બોધ આપી મધોરને સુધારે છે છેવટે જ્ઞાન પામી સધીરની બુદ્ધી સુધરી જાય છે અને પોતાની તમામ મીલકત ભત્રીજા લાલીયાને સોપી પોતે સાધુ બની ઇશ્વરભજન કરવા, ગુરૂ અખડાનદના મદીર તરફ જાય છે તોરલ સતીનો ઉપકાર માને છે

**પ્રવેશ ૫—સમરેશ્વરી રાણીના સમરગઢમાં ખાનગી દરબાર**-કુમારી કુમુદીનીના વિયોગનીચીન્તા કરે છે, તેવામા ડારપાળ આવી કુમુદીનીના પધારવાની વધામણી આપે છે, કુમુદીની તથા મયકસીહ પ્રવેશ કરે છે, રાણીનો અપાર આનદ, કુમુદીનીને સુખ દુખની વાર્તા પુછતા પાપી જેસલ આપેલા દુખમાથી છોડાવનાર વીર મયકસીહનુ ઓળખાણ કરાવે છે, અને પોતાના અંગરક્ષક સરદારસીહનુ મર્ણ જણાવે છે, રાણી સમરેશ્વરી મયકસીંહને સર્વ રૂપ ગુણ સપન્ન સમજી કુમુદીનીના હસ્ત મેળાપની તૈયારી કરે છે. તેવામા માહાત્રાસ વર્તાવતો પાપી જેસલ આવી પોચે છે. ભયકર ખુનમાર લડાઇમા, મયંકસીંહ પોતાના મામાના હાથે માર્યો જાયછે રાણી સમરેશ્વરી જેસલને સતીઓમા શીરોમણી, સાક્ષાત દેવીરૂપ સતી તોરલના પ્રભાવનુ મેણુ મારે છે જેથી તોરલને કબજે કરવાનો જેશલ અભીમાન ધરે છે રાણી તથા સરદારોમા માહા ત્રાશદાયક લડાઇના અને રાણી તથા કુમુદીનીને કેદ કરે છે **ટેબલો.**

**પ્રવેશ ૬**—નાયકા મદનીકાને દ્વારે, માહાત્મા અખડાનદનો શીષ્ય અભેદરામ આવે છે, કામ દેવ જીતવાના ગુરૂ ઉપદેશને આધારે, ગુણકા દ્વારે નીવાસ કરે છે, મદનીકા, અભેદરામ ઉપર મોહીત થાય છે, પ્રેમ ઇચ્છાની માગણી કરે છે. અભેદરામ પલગમા સુતો સુતો ગુણકાને ધર્મોપદેશ કરે છે, ગુણકા વીષયના પુર જોશમા

આવવાથી ઉપદેશને તીરસ્કાર કરતી અભેદરામને સોટકાનો માર મારે છે, અભેદરામ વેશ્યાના પલંગનો પાચ મીનીટ સ્પર્શ થવાથી પોતાને પડેલા કષ્ટની હકીકત જણાવી. રાત્રી દીવસ આજ પલગમાં સુનારને ઇશ્વર તરફથી કેટલો અસહ્ય માર પડશે તેનો ખ્યાલ સમજાવે છે, સત પુરષના મહાન વાક્યનો ઉપદેશ થતા મદનીકાને જ્ઞાન પ્રાપ્ત થાય છે, અભેદરામની માફી માગી પોતે તેની શીષ્ય બની જાય છે.

**પ્રવેશ ૭**—અખડાનદ ગુરૂના આશ્રમે સંતમડળનુ ભક્તી જ્ઞાન થાય છે, ત્યા મદનીકા–ગુણીકા–અભેદરામ સાથે આવી શીષ્ય બને છે, કામ ક્રોધ લોભ મોહ જીતવાના અધીકારી અભેદરામને ગુરૂજી ધન્યવાદ આપે છે, જેથી બીજા શીષ્યો કામદેવ જીતવાને માટે જવાની ગુરૂ પાસે રજા માગે છે, મુક્તાનંદ કામદેવ જીતવાનો અભીમાન કરી રજા માગે છે. બાદ જ્યોતીનારાયણ પ્રગટ થાય છે. ત્યા કપટી સાધુ વેશે તોરળને લેવાના વીચારથી આવેલો જેસલ ઘોડારશાળામાં સતાઇ રહયો છે. તેવામા તોરલ નામની ઘોડી છુટે છે. તેને બાધવા માટે સતી તોરલ આજ્ઞા કરે છે. સેવકો ઘોડીને બાધવા માટે ખીલી ઠોકના સતાઇ રહેલા તોરલના રૂપમા લીન થયેલા જેસલની હથેલી વચ્ચે ભુલથી ખીલી ઠોકાય છે. પાછળથી જ્યોતીનારાયણનો પ્રસાદ વહેચતાં, સતીના હાથે એક ભાગ વધારે પડવાથી વધે છે, છેવટે શોધ કરતાં કોઇસંતાયલા માણસનો ભાગ સમજી તેની તપાસ કરે છે. જેસલને શોધી કાઢી. હકીકત પુછતાં તોરલ ઉપર મોહીત થઇ પ્રેમની માગણી કરે છે, તોરલ સતી, શુદ્ધ જ્ઞાન ઉપદેશ આપી. જેસલને તેના પાપ કર્મનો તીરસ્કાર આપે છે.

જેસલની ઉપર તરવાર ઉગામે છે, ત્યાં તેના સર્વાંગ સજજડ થઇ જાય છે, ભુમી ઉપર ચોટી જાય છે, જેસલ પોતાના બળની હાની થઇ સમજી સતીનો ચમત્કાર જોઇ, યાચના માગી દાસ બને છે, સુધરે છે, ઇશ્વરભક્તીનો ઉપદેશ પામી સતી તોરલને ચરણે નમે છે, સતી દેવી, પાપી જેસલના હાથથી થયેલા કાળા કર્મના ચીત્ર બતાવે છે ટેબલો.

## અંક ૨ સમાપ્ત.

---

# અંક ત્રીજો.

**પ્રવેશ ૧**—માલદેવનો દરબાર મયકના માતા પિતાના પુત્ર વિયોગથી ખેદ ગમગીની તેમાં [illegible] પ્રત્યેથી મયકના મૃત્યુ સમાચાર [illegible] સમાચાર [illegible] રાણી તથા રાજાનો અત્યંત શોક અને [illegible] પુત્ર મરણના વેર લેવાના ઇરાદાથી માલદેવ લશ્કરની તયારી કરી જેસલને પકડી લાવવાના દૃઢ નિશ્ચયપર આવી પ્રયાણ થવું.

**પ્રવેશ ૨**— ગુંડા જેસલના ડાકુ સરદાર બહાદુરસી'ની જાળમાં સપડાયેલી કુમુદીની તથા સમરેશ્વરીની કેદી હાલત શોભાવતી કુમુદીની ના સૌન્દર્યપર મુગ્ધ થએલ બહાદુરસીંહની કુમુદીની પાસે પ્રેમની માગણી સતિત્વના વ્રતપર અચળ રહેનારી કુમુદીનીનો ઇન્કાર આથી તો આ દીકરીને દુરાત્મા બહાદુરસીંહ પ્રત્યેની ધમકી પણ શીયળના રક્ષણ માટે જીવનને તુચ્છ ગણનારી વિરાંગના કુમુદીનીનું સ્વવ્રત ટેકમાં

અચળ રહેવુ આથી ક્રોધે ભરાઇ તેલના કડકડતા કડાયામા નાખવાની તૈયારી તેવામા મુનિતીના પયે ચંડેલો જેસલ તથા સતી તોરલ વીગેરેનુ ત્યા આવવુ અને પાપીને આવુ પાપ ન કરવાને સદ્બોધ પણ અજાનના નિર્માગ્યા ધેગયના કામીને પથ્થર પર પાણી અને કરેલ હુકમનો અમલ કરવાની સંગાથીયોને સુચના પણ સતિનુ શીયળ સાચવવાની તોરલની ઇશ્વરની સ્તુતી પ્રભાવે અને પોતાના સતિત્વના પ્રાબલ્યે અચાનક પહાડની તળેટીમાથી રાક્ષસ પ્રકટ થઇ પાપી સરદાર બહાદરસીહનેજ કડાયામા નાખી પાપીને તેના પાપની યોગ્ય શાક્ષા.

ટેબ્લો.

**પ્રવેશ ૩**—મદનીકા ગ્રહ કામ જીતવા નિકળેલો મુર્ખ શિષ્ય મુક્તાનદનો આવેશ ત્યા સતિ પ્રતાપે ધર્માવલબી થયેલ મદનીકાનું આવવુ માત્ર ઉપરથીજ શુદ્ધ દેખાતા બગ ભક્ત મુક્તાનદનુ મદનીકાપર મોહીત થવુ અને વિષય લાલશાએ પ્રેમની યાચના પણ પવિત્ર મદનીકાનો તિરસ્કાર અને સદ્બોધ તોપણુ અજ્ઞાતાને વશ થયેલ મુકતાનંદની એકજ હઠ આથી તેને સુરસ્તે લાવવા શુદ્ધ મદનીકાનો યુક્તિસર ઉપરનો પ્રેમ અને મદનીકાની સુચના મુજબ વસ્ત્રાલકાર લેવા મુકતાનદનુ જવુ લેને ગયે પુત ઔર ખો આઇ કસમ

**પ્રવેશ ૪**-દરીયો તોરલની સાથે હોડીમા બેસી સાંરભ નગર જવા નીકલેલો જેશળ અચાનક પવનના વાવાઝોડાથી હોડીની ડુબવાની તૈયારી આ દૈવી કોપથી મોતને પાસે આવેલ જોઇ જેસલનો કમકમાટ અને આ ભયથી મુક્ત કરવાને સતિ તોરલને જેસલની વિનતિ તેથી તોરલે તેને બચાવવાનું વચન દઇ આજ પર્યતના સઘળા પાપ ખોલવાને જેશળને કહેવુ આથી જેશળ પોતાના

છે અને સતિ તોરલ પોતાના શીયળ પ્રભાવે હોડીને કીનારે લાવે છે આથી જેસલ મુખે તોરલ યશોગાન અને સતિનો ઉપદેશ બાદ સઢળની પ્રયાણની તૈયારી ત્યા પુત્ર વૈર લેવાની પ્રતિજ્ઞા કરી નિકલેલ રાજા માલદેવનુ લશ્કર મદીત આવી જેસલને કેદ કરવુ

**દેખાવ**

**પ્રવેશ ૫—મદનિકાનું નિવાસસ્થાન**—સમાર મુખની અભિલાષા માટ મળી પીટેલા મુકતાનંદ મદનીકાની આજ્ઞાનુસાર લઈ આવેલ વસ્ત્રાલંકાર આપી પોતાની મલીન ઈચ્છા પરીપુર્ણ કરવા કહેવુ, આથી તેની પાપગતી સુધારવા મદનીકા સદુપદેશ આપી તેને યુક્તે ચડાવવો બાદ ત્યા મદગુરૂ અખડાનંદ સાથ સતિ તોરલ વીગેરેનુ આવવુ મદનીકા તથા મુક્તાનંદનુ દર્શન કરી કૃતાર્થ થવું બાદ જેસલને કષ્ટ મુક્ત કરવા સર્વેનુ માલદેવ રાજાના દરબારમા પ્રયાણ

**પ્રવેશ ૬—માલદેવનો ભવ્ય દરબાર**—મયંકના મત્યુબાબત જેસલ પાસે માલદેવનુ ખુલાશો માગવુ જેસળનો પશ્ચાતાપ પુત્ર પોતાના વેરાગ્નીથી મળગતા માલદવે ક્રોધે ભરાઈ મયંકના ખુનના ગુનાહની શીક્ષા કરવાનો દૃઢ વિચાર કરી ગુનાહના બદલામા જેસલના બન્ને હાથોને કાપી નાખી વધ કરવાની તૈયારી તેવામા અખડાનંદ તથા સતિ તોરલ વિ આવી રાજાને અનેક પ્રકારે સમજાવવુ અને કામ ક્રોધ, લોભ અને મોહનેજ ખરા ગુનેગાર ગણાવી જેસલને દોષ રહીત ઠરાવી શીક્ષાથી મુક્ત કરવા, કહેવુ પણ તેથી નહી સમજતા માલવદેવનુ પોતાના વિચારોપર અચળ રહેવુ જેથી તોરલ પોતાના પાતિવ્રત્ય પ્રભાવે જ્યોતિનારાયણનુ પ્રગટ થઈ માલદેવના પુત્ર મયંકને સજીવન કરી જેસલના બન્ને હાથો સાજા કરે છે આથી સર્વત્ર આનંદ અને મયંક કુમુદીનીના હસ્ત મેલાપ

**સમાપ્ત.**

# સતિ તોરલ નાટકના ગાયનો.

સુત્રધાર બાળાઓ-- ૧

ૐ શ્રી નારાયણે નમ
ભુજગશાયી, શેષશાયી-- ૐ શ્રી.
કમળ નાભ, કમળા કાન્ત,
કમળ વદન, સદન શાન્ત,
પ્રભુત પાળ, પાહી પાહી— ૐ શ્રી.
નવિન નાટય તુ સુધાર,
આપ કૃપાનો આધાર,
માગુ સહાય ગુણ ગાઇ— ૐ શ્રી

બાળાઓ— ૨

ગર્જે નમે સ્નેહે વળી વિનવે,
સતિયોના નામે મોટા મુનિયો નમે,—
શિયળ શ્રગારે શાણી દેહ દીપાવે,
પતિ પ્રભુમા જેનુ મનડુ ગમે—સતિયો
હરિહર ને બ્રહ્મા જેના પારણીયે ઝુલ્યા,
ભણતા ઉત્તમ ગુણ તનના તાપ સમે—સતિયો
સાવિત્રી સતિયે પતિને યમથી છોડાવ્યો
ચારૂ ચરિત્ર જોતા જગને ગમે—સાતયો.

જાનડીયા— ૩

હલકે ચાલે વરની જાનરે, આતે હીરશા વરરાજા,
હીરાશા વરરાજા ને, રૂપાળા ઝાઝા,

ગાડી આમ ચાલશે, જુઓ કી... . . છક-છક-છક-છક—
વેવલીના ચૂપ રહે, બધુ થશે
મફત માલથી મોજ ફરાવો,
પોક મેલીને ગેશે બાવો
ચાલો હવે ઘેર, થઈ છે લીલાલ્હેર,
લાલીયા હ
ડાકો હ ... હ હ હ વાવા વાવા,

**તોરલ, કુમુદિ, સખીયો ગરબો-૬**

શ્રી હારરે લોલ, પહેલો તે અવતાર કયા ધર્યોરે
મચ્છતણો અવતાર મ્હારા વ્હાલારે,
મચ્છે સંખાસુર માર્યોન, વાળ્યા બ્રહ્માના વદ ચાર, મારા વાલારે,
જગપાત કાન કડ ઝુમખ રે લોલ,— શ્રી હરિરે લોલ
બીજો તે અવતાર, કયા અવતાર કયા ધર્યોરે, કચ્છ નામો
અવતાર, મ્હારા વ્હાલારે, કચ્છે સમુદ્રનુ મથન કર્યુંરે,
કાડ્યા છે ચૌદ રત્ન, મ્હારા વ્હાલારે, જગપાત કાનડ
ઝુમખ રે લોલ

## સાખી

વારાહ થ હિણાક્ષનો કર્યો હરિ સહાર
ઉગાર્યો પ્રહલાદને, ધરિ નૃસિંહ અવતાર,

### ઢાળ (૨)

ધર્યું પંચમ વામન રૂપરે, હરિ છળવાને બળિને,
ભર્યું ત્રિભુવન, ત્રિડગ માંહીરે, ચાંપ્યો પાતાળે બળિને,
પરશુ ધરી, રાજા અર્જુન માર્યા,

પાપિ ગાવષ્ટનો ગવ ઉતાર્યો,
કીધી, નિક્ષત્રિ ભુમી નાથરે, તાત વેરવા બળિને,

**સાખી**

ગવણ હરિ લાવ્યા ામતા, જન્મિ રઘુકુળગમ
અધમો ઉધારણ કૃષ્ણ થઇ, કયા ભકતા કામ,

**ઢાળ (૩)**

બુધ્ધા, અવતાર પ્રભુ રચ્યા ધર્ગી, સ્નેહ લાવોને,
ભય હરશે કલ કી અવતારી, ગાવિદ ગુણ ગાવાને
એવા ચરિત્ર નારાયણના,-સ્નેહ લાવોને,
સમજીને નરનારી, ગોવિદ ગુણ ગાવોને.
એ .... ... .. શ્રી હરિ લાલ

**તોરલ**— ૭

સતિયોને બ્હેનો, તનપર, સુન્દર મજાનું ઘરેણું સાચું,
ટકની ટીલડી કરવી લલાટે, લજ્જા કાજળ દ્રગ ભરીયે,
વિનયની વાળી નાકે રૂપાળી, હરી હેત હાર, હૈયે ધરીયે-સતિ
કુલિનતા કેરી સજવી સજની, કેડે કચુકિ નિત રૂડી.
ગળકે કમનિય, યુગલ કરોમા, દાન તણી શુભ ચુડી—સતિ
સાડી શિયળની અંગ ઓપાવે, અળનો પતિવ્રત કેરો,
મર્યાદા ઝાઝર પગ ઝમકે, ચતુરાઇ ચરણીયો પ્હેરો—સતિયોને

**મદનિકા**— ૮

પ્રેમ રંગે હુ અનગે ભરી યુવતી,
રસ બસ થઇ પ્રિય નરને પ્રિતે રીઝાવતી—રંગ૦
મધુકર મોહનજી રહો, યૌવનના બાગમા,

રમી લ્યો સ્નેહ સાથ મધુર પ્રેમના પરાગમા,
ઝુલાવતિ, અંગ પ્રિયે કળિ વિકસવતી—પ્રેમ રંગે૦

**તોરલ-સાસતિ મદનિકા—** ૯

છો યૌવન વનના માળી, પ્રિય પધારો મોહન મ્હારા,
વિષય વાસના દુષ્ટ ગણો, મન ભ્રષ્ટ કરે પિયુ પ્યારા
જાઓજા દુષ્ટા અહિંયા આવી તું નિચ ક્યાંથી,
માની લ્યો પ્રિતમ વાત હિતની તમારી,
છાનીરે શાણી સતિ, ડાંપણ કરે શું અતિ.
મુક્ય પતરાજી બધી, મને સતાવ ના,
ચાલ પ્યારી, સુખકારી તું છે મ્હારી રમઝારી
તારી રંગીયા હૃદય ઠરનારા,
હા હા વ્હાલા આ શું કરો
ચૂપ,
જા                                        આ યૌવન વન—

**કુમુદિની—** ૧૦

ખિલી શું આ ફુલ વાડીરે, મોહવી રાણી,
રચના જોને રુપાળીરે, સાંકુલી રાણી,
નવ ફુલ લતા ઝુમે ભૃંગ કળિ, કળિ ચુમે,
ઘેલો થઇ રસ ચુમેરે મોંઘી માણી,
સુગંધિ સમીર વાયે [illegible] રાણી
તન પ્રફુલ્લિત થાયે મન થન ગન થાયેરે,

**સાખી**

વિવિધ સુમન, નવરંગના વિવિધ રસ ભરપર,
વિકસિત થૈને ડોલતા, હર્ષ વાધે જોઇ ઉર—ખીલી શું

**સખિયો કુમુદિની** ૧૧

વા .રંગીલી રસવેલી, યૌવન મદમાતી રસીલી,
જાઓ બની શુ આમ ઘેલી, સતાવો શીદ મને સાહેલી,
વારે છણકો—ઓહો ઠણકો,
પ્રેમ તાન, માનમા ભરેલી—સતાવો શીદમને સાહેલી,
હું બાળા અજ્ઞાત ગમ્મીશુ, જાણું પ્રેમની વાત,
પ્રેમ બીજ પ્રગટાય થતાં યૌવન વરશા શરૂઆત,
હાવ ભાવે સૌ જણાયે,
બટક બોલી શુ જણાય ? ઉહુ.
તંગ આ કચુકી કટી ઢીલી-યૌવન મદમાતી—

**કુમુદિની—** ૧૨

,, નિકટ ન દેખું પારધી, વાગ્યા ન દેખુ બાણ,
,, હુ તુજ પુછુ હે સખી, શાથી નિકળ્યા પ્રાણ.

× × × × × ×

**મયંક—**,, જળ થોડું પ્રિતિ ઘણી, વાગ્યા મોહનાં બાણ,
,, તું પી, તું પી, વિવાદમા, નિકળ્યા બેના પ્રાણ.

× × × × × ×

,,અતિ ગ્રિષ્મ તાપે, ટળવળે થઇ ત્રષ્યાતુર મૃગને મૃગી.

  

,, દીઠા સરોવર શુસ્ક, દોડી આવીયાં કુવા લગી.

  

,, ત્યાં નીર પર જોઇ અલ્પ નિર, પ્રેમી ત્રશીતવાદે ચઢ્યા,

  

,, વદિ તું પિ, તું પિ, દંપતિ, તજી પ્રાણ પૃથ્વીપર પડ્યા.

કુમુદિની-મયંક- (૧૩)

વ્હાલમ વ્હેલેરા પ્રિતેયા રજનિ નમીને જેજ્ત
મારા મીઠડા મોહન વરણ ંગામા હૃદય કમળ રહેજ્ન
સ્નેહના સદેશા કહેજ્જે
પ્રિતના લ્હાન લલિત લેજ્ત
સ્યામ વિરહી વધુ વધુ ના કરશો
શાન્તિ સદા પ્રિય ઉરમા ભરશો
સુખકર મનહર, હીમકર પ્રતિમા પળ પળ મન હરશો—વ્હાલમ-
શુધ્ધ સ્નેહના મત્ર ભણીને, ગુણીયલ બાધી છે ગ્રથી
હે પ્રિય પથી
વા ગુણવતી
છે પ્રણામ
સિધાવો વ્હાલા વિનતી ઉરધરજ્ને—વ્હેલેરા

મદનિકા— ૧૪

હારે રસીલુ રગ ભર્યુ ખીલેલુ પ્યાર આ મારુ જોબન,
હુ નાર નવેલી હુ અલબેલી પ્રીય ચબેલી રીઝાવુ મોહન-રગી
પ્રીતે રીતે લલના હુ લટકે છેલાને લોભાવુ,
રસીયો રગે રીઝાવુ, જોબન ઝુલે ઝુલાવુ,
અધરામૃત પાનમા ગુલ્તાન કરી ભોગી મન ભાવુ,
આ તનમન વારુ જીવન. રસીલુ

મદનિકા— ૧૫

પ્યારે નયન ન મન મારો મય હાર જાય,
બાલા જોબન હૃદય બીચારો મય હાર જાય.

:

તીરછી નજરવાકે બાન લગત હયે
કોઇ હકી મન હમાગે મય હાર ગઇ
મય દધ બેચન જાતી બીન્દ્રાબન
સૈયા મરોરે મહન કારો મય હાર ગઇ

**સાસતિઓ**—

તેગે અબરૂને જખમીને હમે દીલદાર કર દીયા
હએ બીનધારપર મેરે જીગરકો પાર કરદીયા

**તોરલ**— ૧૬

,, પતિ નવ ઘર આવ્યા, યામિની પ્હોર વીતી,
,, અધિક હૃદય માંહી, લાગતી હાય બીતી.
,, પ્રભુ પ્રભુ મુખ કે'તી સ્વામિમાં ચિત્ત પ્રોતી,
,, અતિ અધિર થઇને, આવી હા પથ જોતી

**તોરલ**— ૧૭

આવો વાહરે અનાથોના નાથ વાહલાજી કરૂં વીનતી
દયા ધરી દીલમા દયા ઉગારો સ્વામી આ પળે હરી.
પાન્ડવ જેરથી લીધાછે ઉગારી બળતા બચાવ્યા,
બાળ મંઝારી વળી તારયો ગજરાજ ઉગારો સ્વામી

**સાખી**

સજીવન કીધી નાર જાણી દાદ જયદેવની
તેમજ મુજ ભરથાર વિષ હરી હરિ જીવતા કરો.

વાહાલાજી વખત થાય સતીનુ સોભાગ્ય જાયે
રાખો બાનાની લાજ, ઉગારો સ્વામી આ પળે

મુક્તા-સધીર-લાલીઓ-ઉજળી— } ૧૮

દે દે મેરી મુડી, છોડ બાત અયસી ટેડી,
નહિતો માર માર અબી તેરી તોડુ પસલી
હે હેહેહેહેહેહે (૨) બાવાજીની બુદ્ધિ જુઓ ધુળમા મળી-દે દે.
કયુ બનિયા તુ ઢોગ ચલાવે,
વાણીયે પચાવ્યુ ધન પ્રભુ ન કહાવે,
{ મારૂ લાત
{ હાં—હા—આ શી વાત.
કહો કાકા કેમ
થયુ ધન હજમ,
હાય ફીરા કરમ,
જા—જા—
દે—દે—

કુમુદિની— મરાઠી સાખી-૧૯

કયાં નિજ સુખનુ સ્થાન સરોવર, કયાં નિજ મયક પ્રતાપી.
ક્રૂર કરિવર પદ કચરાતી, કુમુદિની રહી વિલાપી.
ઘો દુ:ખ કાપી, સિંહનર આવી હણો પાપી.

ટેબ્લો.



# અંક બીજો.



લુટારાઓ ૨૦

સૌ સુરવીરો બની નીડર બહાદુરો ખરા દીલદાર
શતરૂને હણવા શકળ અંગે શબળ જમે જોરાવર
વૈરીના લઇએ પ્રાણ, ધરી કૃપાણને કટાર
નમી પડે છે હારી થઇ લાચાર સુગ સરદાર
લુટીને ધન કરીએ અમન સદા ચમન થઇએ મગન
સદાએ મન દિલ ગ સંગ અપાર— સૌ સુરવીરો

જેસલ— (૨૧)

મારૂં મારૂં આ તલવારે પાપીને
શોધીને બાંધીને જાૈ લાઉં ઝટપટ.
કરી છળ ધરી બળ પેમે ખળ જો ભુતળ
દુષ્ટને પંઝાડું કષ્ટ હું પંઝાડું બહુ રંઝાડું
ધીક્કાર ધીક્કાર ક્રુર વેરી થયો દુરજન
ક્રોધ હૃદય પ્રગટાય, ઉરમાંહી ન સમાય,
કોપીને ચીંદાઉ પાપીને સંહારૂં ગર્વ સહુ ઉતારૂં—મારૂં મા

કુમુદિ-મયંક— ૨૨

પ્રિતિના પંથે જે પ્રાણી વિચરતા, નહિ કષ્ટની પરવા કરતા,
ભ્રમર કમળને પ્રાણજ દે છે, મૃગ પ્રેમે વિંધાઇ રહે છે.
પ્રિત રીત વહિ રહેલી રમિલા છે બહુ મૂસ્કેલી,
ઉરમાં પ્રેમ ધરતા અવનિમાં વિરલ અનુસરતા પ્રિતિના પંથે

તોરલ— ૨૩

મીઠી મીઠી નીં ફરકી લ્યોને વ્હાલા,
સ્વામી થાઓ સુખાળા.
મેતુ ચરણ કમળ સુકોમળ
સ્નેહ ધરી રસનાએ રટુ નામ,
પ્રેયની મુરતી જપુ માળા
સુખી રહો, રંગીઆળા——મીઠી મીઠી

અખંડાનંદ સાધુઓ— ૨૪

નારાયણ મુખ ગાવો સાધુભાઇ, હરિસો ધ્યાન લગાવોરે
કાયા માયા છોડ ચલેગે, નિર્ભય ભામ મમાવો
કામ ક્રોધ મદ લોભ મોહકો મનસે માર હટાવોરે
ત્રીકુટી તારમે સુરતા સાધી, ધુન અલખકી જગાવો રે નારાયણ

તોરલ— ૨૫

રેજો વિભુ સ્હાય, શ્રીવરરે સતિના આધાર,
ભક્તોની ભીડયુ ભાગનાર, સાચાના તમે સ્હાયકાર
આવ્યુ ધર્મ સંકટ માથે, હરિ આજ તારે હાથે.
વચને બંધાઇ છુ હુ નાર, વાલારે વેગે કરો વ્હાર-સાચાના.
વિશ્વેશ્વર વિપતિ નિવારો, ભરૂસો છે એક તમારો.
સાચ્યાના છો ભેરૂ સરજનહાર, વ્હાલારે, લજ્જા રાખનાર સા•

લાલીયો— ૨૬

બની જાશુ હવે તો મોટા શેઠ વાહ વાહ,
ઘણા નોકર રાખીશુ હાશ હેઠ વાહ વાહ,
ચાલુ અકડ હુ આમ, બસ વાહ વાહ વાહ—બની•

મળી ગયા ખુબ રૂપિયા, પ્હેર કડા કડી દુપીયા,
પરણીને લાવીશુ નાનકડી લાડી,
માથા પહેરાવુ ચોળી સાડી,
કેમ
રમત ગમત મોજ કરીશુ.
ગાડીમા બેસીને રોજ ફરીશુ-ડચ-ડચ-ડચ—મની૦

વારાંગનાઓ— ૨૭

રાજ્ય સિહાસન રાજેરે શુરવીર મહારાણી
રહે પ્રજા સપે સુખમાણીરે, શુરવીર મહારાણી
કિર્તી કિરણ ધારી ચદ્રિકા જેવી
ન્યાય સુધા વરસો વાણીરે—શુરવીર
પાપી શતરૂ દળ કમળ સમુદની,
રૂતુ હિમ્મત રૂપે જાણીરે—શુરવીર

મદનિકા— ૨૮

આ ચચળ ચપળ નયન છમ્મારે મારૂ હુ કારી કટાર,
આ કમર લચક યોવન મચક જોઇ બનેલા બેપાર
પ્રીતીનો પાસ રાખી કરૂ પ્રેમીદાસ
રૂપાળી રસાળી નાર હુ નખરાદાર—આ ચચળ
મદભરી નજરમા રાખુ ઉરમા રસપુરમા
બનાવુ યોગી ભોગી પળમા સયોગી પળમા,
પ્રેમ કમળ કેરા પરીમળમા કરૂ ભ્રમરને તાબેદાર—આ ચચળ.

મદનિકા, અભેદરામ— ૨૯

મોઘા સુખ સસારના સુદર મહિલાથી માણીએ,
અલબેલા ઉમગથી અબળાપર પ્રીતી આણીએ

અમુલખ લટકુ યોવન કેરૂ ગયુ ફરી નંવ આવે
રહીને રામા રસીક સંગાથે ભોગ ભોગવો ભાવે-મનહર માણીએ

**અભેદરામ—**

કમીની તનમાહા વિકટ વિપીન જહા કામ ચોરકા બાસા
મુકિત મણી હાથોંસે છીન લે દેવે દુરમતી ફાસા—પ્રીતી આણીએ

**મદનીકા—**

પીન પીયો ધરી અંબુજ વદના વળી ભર જોબન અંગે,
જન્મ વૃથા તે જનનો જગમા જે નવ રાચે રંગે-પ્રીતી આણીએ

**અભેદરામ—**

નર્કસ્યભંદી હયગી રંડી તપો વીખદી જાનો
ઉસપર જે મોહાંધ બને નર મુર્ખમાહા સોહી માનો --પ્રીતી

**મદનીકા—** 30

ગાઉં હુ ગુણ તારારે,
સ્નેહ કમળાવર પ્યારારે હે જગનાથ,
મસાર સાગર મહાજળ તરવા,
શ્રીહરી સાચા નાવ મારારે—હે જગનાથ.
પુર્ણ પતીત હું અધમ સદાની,
દીનબન્ધુ તારી દીનદારારે આ તારો દીનદાગરે-હે જગનાથ.

**તોરલ તથા સર્વ ભકત મંડળ—**

**ભજન ૩૧**

સદગુરૂ મળીયા, સર્વે સંશય ટળીયા,
મ્હારી ભય કેરી ભ્રમણા ભાગીજી હોજી,
બાજ બંધુકડીને પ્રેમ પલીતો,

મને જ્ઞાન ગલોલીયુ વાગીજી હોજી—સદગુરૂ૦
શુરા નર હોય તો સન્મુખ લડશે,
બોલ્યા કાયર જાશે ભાગી હોજી
ધન ધન દા'ડો પ્રભુ પાટે પધાર્યા,
રૂડી ઝળ હળ જ્યોત્યું જાગીજી હોજી—સદગુરૂ૦
ગુરૂજી પ્રતાપે બોલ્યા તોરલદે,
અમને લ્હેરૂ ધણીની લાગીજી હોજી—સદગુરૂ૦

તોરલ— ૩૨

જેસલ કરી લે વિચાર માથે જમ કેરો
સ્વપ્ના જેવોરે સંસાર, તોળાદે કરે છે પોકાર
આવોને જેસલ રાય આપણ મળીયે
ખરા સત હોયે ત્યા જઇ ભળીયેજી
આ ભવ આવીયો અવતાર માથે સદગુરૂ ધાર,
જાવુ ધણીને દરબાર બેડલી ઉતારે ભવપાર—આવોને—
મોતિ એરણમા ઓરાય માથે ઘરણ કેરા ઘાય,
ફુટે ફોગટીયા કહેવાય, સાચાની ખરે ખબર્યું થાય—આવોને—
નવલખ કોથળીઓ બંધાય, ત્યારે ગાંધીડો કહેવાય,
હિરામાણેક હાટ વેચાય તેનાં મૂલ મોંઘા થાય—આવોને—
નિત્ય નિત્ય ઉઠી ન્હાવા જાય કોયલા ઉજળા ન થાય
એટા ગુણિનાનો તેતો બાપ કોને કહેવા જાય—આવોને—
દેખાદેખી કરવા જાય, એ નર અધુરીયા કહેવાય,
હાથમા દીવો લઇને, છતી આંખે જે કૂવે પડવા જાય,
એ તો ચાર જુગની વાણી મતિ તોરલ દેવી ગાય.

# અંક ત્રીજો.

ફુલાંદે—સખીઓ—　　　૩૩

સખી નવ ચેન દિવસ રેન પડે લગાર મને,
આવે ક્યારે પુત્ર પ્યારો, એ લાડકવાયો મારો.
અધીરૂં એ વિણ આત આ ફિર ચિન્તાતુર બને—સખી૦

ધીરજ મન ધારો બાઇ, કરો નહીં ચિન્તા કાઇ.
કુમારશ્રી કાલે મળશે, આશા સહુ આપની ફળશે,
વામ અંગ ફરકે મારૂં, મનડું એથી ધરે ઉચાટને—સખી

માલદેલ—　　　૩૪

કરૂં દુષ્ટને ઠાર હું આવાર,
બળું ક્રોધે અપાર, પોંચાડું યમ દુવાર—દુષ્ટ
અધમ જુલ્મ કરી હવે તું જઇશ ક્યાં.
વૈર વાળું ને પ્રજાળું ગર્વ ગાળું કર્યું કાળું,
કર્મ તે શર્મનું ધર્મ ભુલીને છટકી જનારૂં—દુષ્ટ

સમરેશ્વરી—　　　૩૫

નીર્દયી ભાગ્યની કેવી અવળી બાજી જણાયે,
રાજ્યને પાટ સૌ હારી નારી શાને મરજી ન હાયે—અવળી૦

દુખકર આવા દીવસ વીતાવું ઉલટું ભનીશ હા શાએ

ક્યાં દુખ વન આ રાજ્ય સુખો ક્યા
કર્મે લખ્યું શે ગુભાયે——અવળી બાજી

જસલ તોરલ—　　　૩૬

ભજીલે મન નારાયણનું નામ,
જાવું છે માયા મલી, દીન જનના સાચા બેલી,
રાધાવેર ઘનશ્યામ—ભજીલે૦

ઉત્તમ નર, તન મેળવી, માનવ કરીલ ઉત્તમ કામ,
આ પળ એળે જો જાશે તો, પડશે ચોરાશી ઠામ,
આવ્યુ આ ઉત્તમ ટાણુ, નહિ મળે ખર્ચે નાણુ,
મોક્ષુ મુક્તિનુ ધામ—ભજીલે૦

સાખી

મોહ જતા સૌ ભય ટળે, ભય ટળતા દુર શોક,
શોક જતા શાંન્તી મળે શાન્તી સુખદ વીલોક,
જાવુ છે માયા મેલી—

મદનિકા-મુકતાનંદ— ૩૭

છો મારા જીવન આધાર જોગીરાજ

મુક્તાનંદ-કયસી બાકી ભ્રગુટી કમાન,
પ્યારી નયનોકા મારો ન બાન.

મદનિકા-માણો રંગરાજ ભોગી આજ—છો મારા.

સાખી.

કંગન નથની દામણી નવસર હીરા હાર,
સાડી સુરત શહેરની લાવી દયો આ વાર

મુક્તાનંદ-અબી જાકે મેય લાકે આતા હુ દીલદાર,
તુજે પ્યારી દુલારી સજાવુ શીગાર-છો મારા.

૩૮

પાપ ત્હારૂ પ્રકાશ જાડેજા પાપ ત્હારૂ પ્રકાશરે,
ત્હારી બેડલીને બુડવા નહિ દઉં જાડેજારે—તોરલ કહે છે.
હરણુ હેર્યા લખચાર તોરલ દે હરણુ હેર્યા, લખ ચારરે.
કઇક વનના મગલા મારીયા, તોળાદેરે જેશળ કહે છે.

કર્મ ત્હારા નભાર્યં જાડજા કર્મ ત્હારા સભાર્યરે-તારી બેડલી.
પુઠી કુંવારી જાન સતિનારી લુંટી કુંવારી જાનરે,
સાત વીશુ મોડબંધ મારીયા તોળાદેરે, જેસલ કહે છે
ધર્મ ત્હારો સંભાળય જાડજા ધર્મ ત્હારો સંભાળયરે-તારી બેડલી
તોડી સરોવર પાળ, સતિ નારી તોડી સરોવર પાળરે,
બ્હેન ભાણેજને દુભવ્યા તોળાદે જેસલ કહે છ
કઇક પરમારથ કર જાડજા કઇક પરમારથ કરરે—તારી બેડલી
માથાના જેટલા વાળ સતિ નારી માથાના જેટલા વાળરે.
એટલા કુકર્મ મેં કર્યા તોળાદરે જેસલ કહે છે.
પાપ ત્હારા પ્રકાશ જાડેજા પાપ ત્હારા પ્રકાશ.
વિનવે જેસલ રાય, સતિને વિનવે જેસલ રાય,
સતિ નારી આ તારી બેડલી ભવપાર ઉતાર્ય

**તોરલ મહનીકા—** ૩૯

ભગત ભય હારી વૈકુંઠના વીહારી વ્હાલા
નામ પરવારી શ્રી ગીરધારીલાલા—ભગત
વીશ્વનાટકના જીવન ટોળે સ્વેચ્છાથી સર્વે નચાવે
સુ ધાર એના પ્રભુ પોતે નોતમ ખેલ રચાવે-ભગત ભય.
સીધ મુનીશ્વર ધ્યાન ધરે વળી
શેષ શારદ ગુણ ગાયે એવા પ્રભુને નીશદીન ભજતા,
જન્મ મરણ ટળી જાએ ભગત ભય હારી

**સમાપ્ત.**

# બસ બેડો પાર !!!

ચકડોળે ચઢેલા, કંટાળીને ગાંડાથેલા અને માથાના દુખાવાને લીધે બેચેન થયલા દરદીના હાથમાં નીચે લખેલા હેર ઓઇલની બાટલી આવતા, અને મસ્તકે મર્દન કરતા કહે છે કે **બસબેડોપાર!** આ હા હા !!! હેર ઓઇલથી શુ ફેરફાર! કિધ છે કે હોંસીયારી નહી નહી. હેર ઓઇલનીજ લજ્જત છે. મગજ તો એટલું બધુ શાન્ત થયુ છે કે **બસ બેડો પાર**! શરીરે ખસ, ફોલ્લા. તેમજ ચાદાના દરદીએ હાથે લઇ શરીરે લગાડવુ કહો કયા આતશ ? કયા બેચેની ? એકદમજ શાન્તી **બસ બેડો પાર !!!**

| | | | |
|---|---|---|---|
| **મેના-પોપટ હેર ઓઇલ** | બાટલી એકની કીંમત | રૂ૦ | ૦-૧૨-૦ |
| **શાંન્તી હેર ઓઇલ** | ,, ,, | રૂ૦ | ૦—૮—૦ |
| **મોહન હેર ઓઇલ** | ,, ,, | રૂ૦ | ૦—૪—૬ |

## એજન્ટ

**ડી. છોટાલાલની કું.**
**સુરત બરાનપુરી ભાગોળ**

**દાજીભાઇ ઉકાભાઇની કુંપની**
**નવસારી બજારમાં**

**ક્રીષ્ણાલાલ ચુ મલજી (લાલાજી) ભરૂચ**

## બનાવનાર

**ડો૦ (ચુનીલાલ) ભગવાનદાસ ગોરધનદાસ.**
**કડોદ (સુરત)**

